પાનું ૨૩-૨૪-૨૫-૨૬ પહેલું વાંચજો.

ચૈત્રી સંવત્ ૧૯૭૧ નું

# ભવિષ્યફળ.

રૂ, સુતર, અફીણ, અળશી, ઘઉં, ચાંદી, સરસવ, તેલ, ઘી, ગોળ, વગેરે વસ્તુઓની તેજી-મંદી તથા સુકાળ દુકાળ દર્શાવનારૂં દર્પણ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

હીરાલાલ વર્દ્ધમાન શાહ. વઢવાણ—નિવાશી.

વેચનાર—મેસર્સ વર્દ્ધમાન એન્ડ સન્સ.

ભીંડીબજાર વોરાનો માલો, મુંબઈ નં. ૯.

ધર્મ વિજય પ્રેસ પાયધુની નં. ૫૭૨ મુંબઈમાં
હરજીવન ભગવાને છાપ્યું

સને ૧૯૧૪. આવૃત્તિ ૧ લી. પ્રત. ૫૦૦૦.

કીંમત બે આના. પોષ્ટેજ અડધો આનો.

# હારમોનીયમ મ્યુઝીક ગાઇડ.

## છપાઇ બહાર પડી છે.

રચી છપાવી પ્રગટ કરનાર—**રૂ. બ. છાપગર,**

આ ગાઇડમાં શરૂઆતના શીખનારને માટે જુદા જુદા **રાગોની સ્થાઇ અંતરા સાથે તાલ માત્રામાં ૫૦ સરગમો** આપવામા આવી છે. તે સાથે જાણીતા ઉત્તમ નાટકો જેવા કે **'ખુશરૂ હસીના, આઝમશાહ, 'ખુદાદાદ, હામાન, ચત્રા, શહીદેનાઝ, મુરીદે શક, ગોપીચંદ, સુનહરી, ખંજર, ભોલા શીકાર, હુરે અરબ, ફાંકડો ફીતુરી, ધરતીકંપ, સરસ્વતીચંદ્ર, અજીતસીંહ** વગેરે છેલ્લામા છેલ્લા ઉર્દુ તેમજ ગુજરાતી નાટકોના ઉત્તમ ગાયનો **સરગમ નોટેશનમાં તાલ, માત્રા** વગેરેમા રાગ-રાગણીઓ સાથે આપવામા આવ્યા છે. આ ગાઇડ **૪૫૦ પાનાની** મોટા કદની સુદર પાકી કપડાંની બાઇન્ડીગની **એક ભેટ આપવા લાયક બનાવવામાં આવી છે.** આમા દરેક વાજીત્રની સમજણુ પણ પુરેપુરી આપવામા આવી છે. આજ સુધી આટલી સસ્તી કીમ્મતની આવી ઉત્તમ ગાઇડ એક પણ બહાર પડી નથી **કીમત રૂ. ૨ાા તથા ટપાલ ખર્ચ જુદો.**

**રચનાર—રૂસ્તમજી બરજોરજી છાપગર મ્યુઝીક ટીચર.**

નં૦ ૩૩, ફ્રેયર રોડ, **ફીરદોસ મ્યુઝીક કલાસ** કોટ, મુંબઇ;

તથા દરેક જાણીતા બુક સેલર્સ અને હારમોનીયમ વેચનારા.

ભૂત, વર્તમાન અને ભવિષ્ય જાણવાની ઉત્તમ શોધ.

# તિલેસ્માતિક-દર્પણ.



**દક્ષીણ, વિહારી એક જૈન ગુરૂની સહાયથી લગભગ બે હજાર વર્ષપર થઇ ગયેલા પાદલીપ્તાચાર્યના શિષ્ય નાગાર્જનાચાર્યની વિધાની શોધ.**



આ દર્પણની શક્તિથી સત્તા, સુખ, તન અને ધનની પ્રાપ્તી થાય છે. ભૂત, વર્તમાન અને ભવિષ્યના કામોના વિકટમાં વિકટ સવાલોના જવાબ તાબડતોબ મેળવાય છે. આ દર્પણ અત્યારની બનાવટ નથી પણ આગલનાં મહાત્માની કૃતિ છે એક વખત અનુભવ લઇ ખાત્રી કરો. દૂરના સગાની ખબર, વેપારમા નફો તોટો, પરીક્ષાનું પરિણામ, રોગની ખબર, વધ-ઘટ, ચોરાઇ ગયેલી વસ્તુની તપાસ આદિ અનેક શંકાઓનુ સમાધાન કરવાનુ સાધન ફક્ત તિલેસ્માતિક દર્પણજ છે. **રૂ-ચાંદીનાં વેપારીઓને**-આ કલ્પતરૂ સમાન છે. તેજી, મદી જાણી શકાય છે, વાયદા શુ કપાશે વિગેરે ખુલાસાવાર આકડા મેળવી શકાય છે, ખાત્રીમાટો અનેક સરટીફીકેટ મળ્યાં છે.

**કી. રૂ ૨. વી. પી. સાથે ૨-૮-૦.**

**સોલએજન્ટ:- વર્દ્ધમાન એન્ડ સન્સ.**

**મુંબઇ, પો. નં. ૯.**

# પ્રસ્તાવના.

જન સમાજમા દરેક જીવનું કે, ચીજનું ભવિષ્ય કેવું નીવડશે તે અગાઉથી જાણવાની જ્યોતિષ વિષયને માનનારા અને નહિ માનનારા એવા સુધારકો સુદ્ધાત ઇચ્છા રાખે છે. તેવીજ રિતે આવતું નવું વર્ષ કેવુ નીવડશે તે જાણવાને અગાઉથી સઘળા તત્પર હોય છે તેજ કારણે છ છ માસ અગાઉથી અમારા ભવિષ્યફળ ની માંગણી થતી રહી છે અને અમે પણ હવે દર વર્ષે જેટલી ઝડપથી અને ત્વરાથી બની શકે તેટલુ વહેલું ભવિષ્યફળ બહાર પાડવા પ્રયત્ન કરી રહ્યાં છીએ અને તે મુજબ સવત્ ૧૯૭૧ નુ ભવિષ્યફળ અમારા શુદ્ર ગ્રાહકોના હસ્ત કમળમા માસ બે અગાઉથી મુકવા અમો પરમાત્માની કૃપાવડે ભાગ્યશાળી નીવડયા છીએ.

ગુજરાતી ભાષામા ભવિષ્યફળ પ્રકટ કરવાની પહેલ ફક્ત અમોએ સવત્ ૧૯૬૬ ની સાલમા કરી હતી તે વખતે અમે નહતું ધાર્યુ કે અમારૂ ભવિષ્યફળ ગુર્જર ગીરામાં આટલી બધી પ્રસશા મેળવશે? આપણા આ ઇલાકામા વેપારીઓ પોતાના હાથમા માલ રાખ્યા સિવાય વાયદાનો વેપાર કરેછે અને પછી કેટલીક વખત તેઓ મુઝાઇ જાયછે, એવો વાયદાનો વેપાર આ દેશના નાનામાં નાના ગામડામા અને શ્રીમત તથા ગરીબ દરેક પોતાના ગજા ઉપરાત કરેછે. જેઓ બજારની સ્થીતિનું ભવિષ્ય જાણવા પામતા નથી તેઓ પરિણામે નુકશાનીમાં સંડોવાય છે. તેવા વાયદાનો વેપાર કરનારાઓને આ

ભવિષ્યફળ તદ્દન સોનાના મુલનું નીવડયું છે. છેલ્લાં ૭ વરસના અમારા અનુભવ પરથી અમોને ખાત્રી થઇ છે કે આ ભવિષ્યફળનાં આધારે અનેક વેપારીઓ કમાયા છે, તેથી અમો વેપારી આલમને આગ્રહ કરીએ છીએ કે દરેકે અમારૂં ભવિષ્યફળ પોતાના પાસે રાખી મુકવું.

આ ઇલાકાના અને ખાસ કરીને મુંબઇ, ખાનદેશ, બીરાર અને ભરૂચ જીલ્લાના રૂ ના વેપારીઓ અમને રોજે રોજની તેજી-મંદી કાઢી આપવાનો છેલ્લાં બે વર્ષોથી આગ્રહ કરતા રહ્યાં છે અને તેથી અમોએ ગયા વરસથી જૈન આગમોની પધ્ધતિએ રૂ, ચાંદી, અળસી અને ઘઉંની રોજે રોજની વખત સાથે તેજી-મંદી કાઢવી શરૂ કરીછે. ગયા વરસમા અમે ફક્ત અમારા તે અનુભવનો લાભ ઘણાં થોડાંજ વેપારીઓને આપ્યો હતો અને તેમાં તેઓ સારૂં કમાયા છે તેથી હવેથી આખી આલમને તેનો લાભ મળી શકે તે હેતુથી તેને પ્રતિવર્ષે પુસ્તક રૂપે છપાવી પ્રકટ કરવા નિશ્ચય કીધો છે. જેની જાહેર ખબર અન્ય સ્થળે જોશો તે વાચી જેઓને ચોકસ વખત સાથે તેજી-મંદી-જાણુવી હોય તેમણે તે પુસ્તક મગાવી પોતા પાસે રાખવુ.

પ્રતિવર્ષે અમો જેમ સુધારા કરતા રહ્યાં છીએ તેમ ચાલુ સાલમા પણ સુધારા કર્યા છે જે વાચક વર્ગ જોઇ શકશેજ.

છેવટે અમો એટલુંજ ઇચ્છીએ કે દેશમાં સર્વત્ર શાન્તિ ફેલાઓ અને વેપારી આલમ ધન-ધાન્ય અને સુખ-સંપદા મેળવો.

વસંત પંચમી, મુબઇ.

સેવક.
હીરાલાલ વર્દ્ધમાન શાહ.

## ચૈત્રી સંવત્ ૧૯૭૧ ની સાલનુ

# ભવિષ્યફળ.

### ભવાની વાક્ય.

ધકિાતરો આછો સમો, વર્ષે બહુ જલધાર;
ધાન ભાવ સુંગા રહે, તેજ કિરાણો સાર.

**ભાવાર્થ:**—સંવત્ ૧૯૭૧ ની સાલ સાધારણ ગણાશે, વર્ષાદ ખૂબ પડશે, અનાજના ભાવ સસ્તાં રહેશે અને કરીયાણુ મોંઘુ વેચાશે.

**ક્ષય સંવસ્તરનું ફળ**—વર્ષ સાધારણ ગણાશે, અનાજના ભાવ સાધારણ રહેશે, ખેતી બહુજ ઓછી થશે. રૂ, સુતર, તેલ, ગોળ, ખાંડના ભાવમાં તેજી રહેશે ત્યારે મનુષ્યોમા રોગની વૃદ્ધી થશે,

**માસનું ફળ**—ચૈત્રમા વંટોલીયો બહુ થાય, વૈશાકમાં ધરતી કંપ થાય, જયેષ્ઠમાં રોગની વૃદ્ધી થાય, અષાડમાં વર્ષાદની શરૂઆત થાય અને અનાજના ભાવમાં મંદી થાય, શ્રાવણ અને ભાદરવા માસમાં વર્ષાદ સારો થાય, આસોમાં વર્ષાદ ખૂબ પડે, કારતકમાં તાવની વૃદ્ધી થાય, માગશર અને પોષ માસમાં ઘેર ઘેર આનંદ ઓેાતસ્ત્વ થાય પરંતુ લોકાના મનમાં ચીન્તા રહે, મહા માસમા ઠંડી બહુ પડે, ફાગણમાં તાપની વૃદ્ધી થાય અને રૂની આવક થાય.

**રાજા—ગુરૂ છે**—તેથી વરસ સારૂં ગણાય, ખેતી વાડીમાં

વૃદ્ધી થાય, રાજાઓને પરસ્પર મિત્રતાઇમાં વધારો થાય, અનાજના ભાવ સામાન્ય રહે

**મંત્રિ-ચંદ્ર છે**—તેથી વર્ષાદ સારો થાય, ગોળ, ખાંડ અને ઘઉંની પેદાશ સારી થાય, રાજા પ્રજાની ઉન્નતિમાં વૃધી થાય અને ગાયમાતાઓની જાતમા વૃધ્ધી થાય.

**ધાન્યેશ-મંગલ છે**—તેથી વર્ષા રૂતુનાં પાછળના ભાગમાં વર્ષાદ ઓછો પડે, અગ્નીનો ઉપદ્રવ થાય, વિધ્વાનોમા પરસ્પર વેર ઉદભવે અને રોગની વૃધ્ધી થાય.

**મેઘેશ-સૂર્ય છે**—તેથી અગ્ની તથા ચોરનો ઉપદ્રવ રહે, વર્ષાદ સઘળે સરખો પડે નહિ, કોઇ સ્થળે અન્ન ઓછું પાકે તો કોઇ સ્થળે ફળ ફળાદી ઓછાં પાકે.

**રસેશ-શનિ છે**—તેથી વરસાદ સામાન્ય પડે, સોનું, ચાંદી, ઘી, ખાંડ, અને ગોળમા તેજી થાય અને વેપારમા ઘટ-વધ બહુજ થયા કરે.

**નીરસેશ-બુધ છે**—તેથી રૂ, ચાદી, કાપડ, મોતી, સુખડ વગેરે ચીજની ઉત્પત્તિ સારી થાય જેથી ભાવમાં વિશેષ ઘટ-વધ થાય, અને તેના ભાવમાં મદી રહે.

**ફલેશ-સૂર્ય છે**—તેથી દુનિયામા આનંદ વર્તે, રૂ ની પેદાશ કમી થાય, ફળ-ફલાદીની વૃધ્ધી સારી થાય અને વર્ષાદ ઓછો-વધતો પડે

**ધનેશ-બુધ છે**—આ વરસમા વેપાર 'કરવા લાયકની સઘળી ચીજોના ભાવમા બહુજ મંદી થશે તેથી ખરીદ કરવાથી આગળ લાભ થશે. ખેતીવાડીમા વૃધ્ધી થાય.

**વર્ષનામ-શ્રાવણ છે**—તેથી ફળ-ફુલોની વૃદ્ધી થાય અને દુનિયામાં સર્વત્ર આનદ પ્રસરી રહે.

**રોહિણીનો નિવાસ સમુદ્રમાં છે**-તેથી કોઇ કોઇ સ્થળે અતિ વૃષ્ટિ થશે

**વર્ષ પ્રવેશ લગ્ન વૃશ્ચિક છે**—તેથી આ વર્ષમા પશ્ચિમના દેશોમાં ૯ મહિના સુધી દુષ્કાળનો ભય રહે, ઉત્તરના દેશોમાં ખેતીવાડીનો પાક આઠ આની ઉતરે અને ચાદી વગેરે ધાતુમાં મંદી થાય, પૂર્વના દેશોમા પ્રથમ ત્રણ માસ સુધી ઉત્પાત અને વિગ્રહ થાય અને નવ માસ સુખ રહે, દક્ષીણ દેશમા આવતા વર્ષમાં ઉપદ્રવ થાય અને પાંચ માસ પછી ધાતુ વેચવાથી લાભ થાય અને મધ્ય દેશમાં અનાજનો નાશ થાય.



## ખાસ ધ્યાનમાં રાખવા લાયક સંજોગો.

દીવાળીને દિવસે પવન જોરથી ફુકાય અને દીવા ઓલવાઇ જાય, હોલી પ્રકટાવતી વખતે દક્ષિણનો પવન થાય જેથી ઝાળ ઉત્તર તરફ જાય, અષાઢી પૂર્ણીમાને રોજ સુર્ય અસ્ત પામતી વખતે નૈરૂત્ય ખુણનો પવન જોરથી ફુંકાય તો અવસ્ય માની લેવુ કે દુષ્કાળ પડે પરંતુ જો આથી ઉલટુંજ હોય તો સમજી લેવુ કે વર્ષ ઉત્તમ નીવડે, રાજા-પ્રજા સુખી થાય અને સર્વત્ર આનદ આનદના ધ્વની પડે.



## ગ્રહણની અસર

આલુ વરસમાં બે ગૃહણ આવેછે. એક સૂર્ય ગ્રહણ અને બીજુ

ચંદ્ર ગ્રહણ તે સંબંધી જાણવા જોગ હકીકત:—

**સૂર્ય ગ્રહણ** શ્રાવણ વદી ०)) તા. ૨૧-૮-૧૪ શુક્રવારે આવે છે તેથી અનાજ અને રસકસ મોંઘા થાય, કારતક માસમાં મરકીનો ભય થાય. શુક્રવાર હોવાથી દરેક વસ્તુઓ સંગ્રહ કરવાથી આગળ લાભ મળે. સુતર, રૂ, કાપડમાં તેજી થાય અને લાભ મળે. વર્ષાદ સારો પડે. ચળ ચોઘડીયામાં ગ્રહણ છે તેથી વેપારીઓ સુખી થાય.

**ચંદ્રગ્રહણ**—ભાદરવા સુદી ૧૫, તા. ૪-૯-૧૪ ને શુક્રવારે આવેછે તેથી અનાજનો સંગ્રહ કરવાથી લાભ થાય રૂ, કપાસના ભાવમાં તેજી થાય શુક્રવાર ચંદ્રગ્રહણ છે તેથી રાજા-પ્રજામા આનંદ થાય, દરેક ચીજ સોંઘી વેચાય, રૂના ભાવ ૯० દિવસ સુધી તેજી રહે અને ત્યાર પછી જેટલા ટકા વધ્યા હોય તેટલાજ ટકા ઘટે. ૯० દિવસમાં લગભગ ટકા ૫० થી ૫૫ વધે.



## ચૈત્ર માસનું ફળ.

**સારાંશ**—વરસ શુક્રવારૂ બેસે છે તેથી અનાજનો સંગ્રહ કરી કારતક માસમા વેચવાથી ઘણો નફો મળશે લોક સુખાકારી સારી રહે નહિ. ગરમી સખ્ત પડે. આ માસમાં અનાજના ભાવ ટકી રહે. ગોળ, ખાંડ, તેલ, ઘઉં, તુવેર, મકાઈ, મઠ, ચોખા વિગેરેનાં ભાવમા તેજી થાય. છોકરાઓમા સીતલાનો ઉપદ્રવ ફેલાય. આ માસમાં ચાંદીનાં ભાવમા મંદી થઇ તેજી થાય, રૂના ભાવમાં વધ-ઘટ થાય.

**ચૈત્ર સુદી ૧, તા. ૨૭-૩-૧૪**—આજે જો ગાજવીજ થાય તો આગલા વરસમા દુષ્કાળ પડે. નવુ વરસ શુક્રવારૂં બેસે છે.

તેથી વર્ષા ૠતુમાં પહેલાં વર્ષાદ સારો પડે અને છેવટના ભાગમાં વર્ષાદ ઓછો પડે જેથી ખેતીવાડી સાધારણ થાય. અલસી, જવ, ઘઉંની આવક સારી થાય. રૂમાં તેજી થાય.

ચૈત્ર સુદી ૨, તા. ૨૮-૧-૧૪—દિવસ ૧૫ માં ચાંદી-માં થોડી તેજી થાય, રૂમાં સહેજ મંદી થઇ પછી તેજી થાય અને અફીણનાં બજારમાં મંદી રહે. દિવસ ૩૦ માં સફેદ ચીજોના ભાવમાં તેજી થાય.

ચૈત્ર સુદી ૪, તા. ૩૦-૩-૧૪—દિવસ ૨૦ માં વ્યપાર સારો ચાલે, ચણા, ઘઉં, તલ,, તેલ, સરસવ અને અલસીના ભાવમાં મંદી થાય, અને ચાંદી તથા તાબાના ભાવમાં પણ મંદી રહે. દિવસ ૨૫ માં ચાંદીમાં તેજી થાય અને રૂ તથા અફીણના ભાવમા ઘટ-વધ થઇ મંદી થાય ચોપગા પશુઓમાં પીડા થાય.

ચૈત્ર શુદી ૬, તા. ૨-૪-૧૪—દિવસ ૨૮ માં રૂમાં સ્હેજ તેજી થાય, દરીયામા તોફાન થાય અને કોઇ સ્થળે વર્ષાદ પડે.

ચૈત્ર સુદી ૯, તા ૫-૪-૧૪—રૂમાં ટકા ૮ થી ૧૦ ની તેજી થાય.

ચૈત્ર શુદ ૧૪, તા. ૯-૪-૧૪—દિવસ ૧૪ માં ચાદીમાં ટકા ૧ થી ૨ ની મદી થાય.

ચૈત્ર વદી ૩, તા. ૧૩-૪-૧૪— આખા વરસમાં રૂના બ-જારમાં ઘટ-વધ બહુજ થયાં કરશે. અહિયા એક યોગ એવો બન્યો છે કે જેથી રૂ, સુતર, કાપડ, ઘી, ગોળ, તેલના ભાવમાં તેજી થાય.

ચૈત્ર વદી ૬, તા. ૧૬-૪-૧૪ -- દિવસ ૧૫ માં અફીણ

તથા રૂમા ઘટ-વધ બહુજ થઇ છેવટે મંદી રહે.

**ચૈત્ર વદી ૮, તા. ૧૮-૪-૧૪**—બુધ અસ્ત થાય છે તેથી દિવસ ૩૫ મા રૂના ભાવમા તેજી થઇ પછી મદી થાય અને છેવટે તેજી રહે અને ચાદીમા ટકા ૧॥ થી ૨ ની ઘટા-વધી થાય, મગ, મઠ, કળથી વગેરે કઠોળના ભાવમા દિવસ ૨૫ મા તેજી થાય.

**ચૈત્ર વદી ૧૩, તા. ૨૩-૪-૧૪**—દિવસ ૨૦ મા અનાજની ખરીદી સારી નીકળે અને ગોળના ભાવમા તેજી થાય,

**ચૈત્ર વદી ૧૪, તા. ૨૪-૪-૧૪**—દિવસ ૨૫ મા ચાદીમા ઘટ-વધ થશે અને પશુઓને પીડા થશે

**ચૈત્ર વદી ૦)) તા. ૨૫-૪-૧૪**—અનાજના ભાવમા તેજી થાય

## વૈશાખ માસનું ફળ.

**સારાંશ**—અનાજના ભાવમા સાધારણ તેજી થાય, અગ્નીનો ભય ઉત્પન્ન થાય જન સુખાકારી સાધારણ રહે, વેપારીઓને વેપારથી લાભ થાય, નોટના ભાવમા મદી રહે ચાદી, રૂ, અને અફીણના ભાવમા ઘટા-વધી થાય ચાદીમા શરૂઆતમા તેજી થઇ પછી મદી થાય અને રૂમા મદી રહે

**વૈશાખ શુદી ૧. તા. ૨૬-૪-૧૪**—દિવસ ૧૫ મા રૂ અને અફીણમા મદી થાય, અને તલ, તેલ, અળશી, ઘી, ગોળ અને લાલ રગમા તેજી થાય.

**વૈશાખ શુદી ૨, તા. ૨૭-૪-૧૪.**—દિવસ ૧૫ મા ચાદીમા ટકા ૧ ની તેજી થાય અને અનાજમા તેજી થાય.

૪૯૫૭



**વૈશાખ સુદી ૬, તા. ૧-૫-૧૪**—આજથી ૩૦૦ દિવસ માં રૂના ભાવ લગભગ અડધા ઉપરાત રહે.

**વૈશાખ સુદી ૧૩, તા.-૮-૫-૧૪**—રૂ માં મંદી થાય

**વૈશાખ શુદ ૧૫, તા. ૯-૫-૧૪**—દિવસ ૧૫ માં મીલોના શેરોના ભાવમા તેજી થાય અને રૂમા ઘણીજ ઘટ-વધ થઇ છેવટે મદી થાય.

**વૈશાખ વદી ૧, તા. ૧૦-૫-૧૪**—ચાદીમા વધ-ઘટ થાય.

**વૈશાખ વદી ૫, તા. ૧૪-૫-૧૪**—સુતર, ચાદી અને હીરામા મદી થાય અને ૩૦ દિવસમા અનાજમા તેજી થાય.

**વૈશાખ વદી ૯, તા. ૧૮-૫-૧૪**—દિવસ ૨૫ મા ચાદીમા મદી થાય અને અફીણમા ૧૦૦ થી ૨૦૦ ટકાની મંદી થાય.

**વૈશાખ વદી ૧૦, તા. ૧૯-૫-૧૪**—ગોળમા તેજી થાય.

**વૈશાખ વદી ૧૪, તા. ૨૪-૫-૧૪**—દિવસ ૭ મા રૂમા તેજી ગયા પછી મદી થાય અને દિવસ ૨૫ મા ૧૦ થી ૧૫ ટકાની મદી થાય દિવસ ૧૫ મા ચાદીમાં ટકા ૧ થી ૧ાા ની મદી થાય, ત્યારે અફીણમા તેજી થાય.

**વૈશાખ વદી ૦))**, **તા. ૨૫-૫-૧૪**—એ આવાડીયામા રૂ, ચાદીમા મંદી થાય.

—※—

## જ્યેષ્ઠ માસનું ફળ.

**સારાંશ**—જન સુખાકારી સારી ન રહે, અગ્નિનો ઉપદ્રવ થાય, ખેડુતોના મન ચીન્તાતુર રહે, વેપાર સારો ચાલે નહિ, અનાજમાં

થોડી તેજી થાય, રૂમા મંદી થઇ તેજી થાય અને ચાંદીમાં ઘટાવધી રહે વર્ષાદ કોઇ કોઇ સ્થળે પડે.

જ્યેષ્ઠ શુદી ૧, તા. ૨૬-૫-૧૪—દિવસ ૧૫ મા રૂમાં ૫ થી ૭ ટકાની તેજી થાય, દિવસ ૧૦ માં અનાજ તથા સફેદ વસ્તુઓમાં તેજી થાય, ચોપગાઓને પીડા થાય—અફીણમા ટકા ૨૫ ની મંદી થાય

જ્યેષ્ઠ શુદી ૪, તા. ૨૯-૫-૧૪—દિવસ ૧૫ મા ચાંદીમા ઘટ-વધ થાય, અફીણમા તેજી થઇ મંદી અને રૂમા મંદી થઇ તેજી થાય.

જ્યેષ્ઠ વદી ૧, તા. ૯-૬-૧૪—રૂ, ચાંદીમા વધ-ઘટ થાય અને અફીણમા તેજી થાય.

જ્યેષ્ઠ વદી ૩, તા. ૧૧-૬-૧૪—ઘી અને રૂના ભાવમાં મંદી થાય તથા ઘઉ, જવ, ચણા, ચોખા વગેરેના ભાવમા મંદી થાય.

જ્યેષ્ઠ વદી ૬, તા. ૧૪-૬-૧૪—રૂ મા મંદી થાય

જ્યેષ્ઠ વદી ૮, તા. ૧૬-૬-૧૪ દોઢ માસમા ચાંદી અને રૂમા તેજી થાય, અગ્નીનો ઉપદ્રવ રહે, અફીણમાં ઘટ—વધ થાય.

જ્યેષ્ઠ વદી ૧૨, તા. ૨૦-૬-૧૪—રૂમા દિવસ ૨ માં મંદી થાય

જ્યેષ્ઠ વદી ૦)), તા. ૨૩-૬-૧૪—અનાજના ભાવમાં થોડીક તેજી થાય.



## અષાઢ માસનું ફળ.

સારાંશ—વર્ષાદ સારો થાય. જન સુખાકારી સારી રહે, ખેતી

વાડી સુદર ગણાય. અનાજના ભાવ સસ્તા થાય, કર્ક સંક્રાતી ગુરૂવારે બેસેછે અને તેની મૂર્તિ ૩૦ છે તેથી રૂ, કાપડ, ચાંદી, ઘી, ચોખા, વગેરેના ભાવમા મદી થાય. અફીણમા તેજી થાય. માસ આખરે પરિણામે તેજી થાય.

**અષાઢ શુદી ૧, તા. ૨૪-૬-૧૪**—દિવસ ૨૦ મા ચાદીમાં મદી અને અફીણમા ટકા ૧૦૦ ની તેજી થાય. દિવસ ૧૫ મા અનાજની ગ્રાહકી નીકળે અને દુષ્કાળનો ભય દેખાય.

**અષાઢ શુદી ૨, તા. ૨૫-૬-૧૪**—રૂ અને અફીણમા તેજી થાય અને ચાદીમા વધ-ઘટ થાય. દિવસ ૧૫ મા રૂ, સુતર, ઉન, કાપડના ભાવમા તેજી થાય અને દિવસ ૨૦ મા ઘી, ગોળ, ખાંડ, ચાદી, અફીણમા તેજી થાય તથા રૂમા ટકા ૧૦ થી ૨૦ ની ઘટા-વધી થાય.

**અષાઢ શુદી ૬, તા. ૨૯-૬-૧૪**—દિવસ ૨૧ મા ઘી, ગોળ, ખાંડ અફીણમા તેજી અને રૂમા તેજી થઇ મદી થાય તથા ઘઉ, ગોળ વગેરે રાતી વસ્તુઓમાં તેજી થાય.

**અષાઢ શુદી ૭, તા. ૩૦-૬-૧૪**—દિવસ ૧૦ મા રૂમાં ૧૦ થી ૧૫ ટકાની મદી અને અફીણમા ટકા ૧૦૦ ની તેજી થાય, વર્ષાદ સારો થાય.

**અષાઢ સુદી ૮, તા. ૧-૭-૧૪**—દિવસ ૧૫ મા અનાજ તથા અફીણમા વધ-ઘટ થાય.

**અષાઢ સુદી ૯, તા. ૩-૭-૧૪**—એક અઠવાડિયામાં ઘી, માં તેજી થાય.

**અષાઢ સુદી ૧૧, તા. ૪-૭-૧૪**—રૂમા મદી થાય.

**અષાઢ સુદી ૧૨, તા. ૫-૭-૧૪**—દિવસ ૧૫ મા રૂમા ૫ થી ૧૦ ટકાની તેજી થાય અને વર્ષાદ સારો થાય આજથી ૫૬૨ માસમા ચાંદી વગેરે ધાતુમા તેજી થાય.

**અષાઢ વદી ૧, તા. ૮-૭-૧૪**—ચાદીમા ૨ થી ૩ ટકાની વધ-ઘટ થશે અને દિવસ ૩૦ મા રૂ તથા ચાદી અને અફીણમા ઘટ-વધ થઇ તેજી થાય અને ત્રણ અઠવાડિયામા ગોળ, તેલમા તેજી થાય, વર્ષાદ કમી પડે, પશુઓને પીડા થાય.

**અષાઢ વદી ૮, તા. ૧૫-૭-૧૪**— એક અઠવાડીયામા રૂમા તેજી અને ચાદીમા મદી થાય.

**અષાઢ વદી ૯, તા. ૧૬-૭-૧૪**--દિવસ ૩૦ મા વર્ષાદ સારો થાય, વેપારીઓને નુકશાન થાય અને ખેતીવાડીમા લાભ થાય.

**અષાઢ વદી ૧૦, તા. ૧૭-૭-૧૪**--દિવસ ૫ મા રૂમા ટકા ૫ થી ૭ ની મદી થઇ આખરે તેજી રહે.

**અષાઢ વદી ૧૪, તા. ૨૨-૭-૧૪**--દિવસ ૭ મા અનાજ અને અફીણમા તેજી થાય. રૂ, ઘી, ગોળના ભાવમા મદી થાય. ચાદી અને રૂના ભાવમા ઘટ-વધ થઇ તેજી થાય.

**અષાઢ વદી ૦)), તા. ૨૩-૭-૧૪**--દિવસ ૧૦ મા રૂમા કાઇક મદી થાય



## શ્રાવણ માસનું ફળ.

**સારાંશ**—વર્ષાદ સારો થાય, ખેડુતો આનદમાં રહે, અના-

જના ભાવમાં તેજી થાય અગ્નિ કોણમા રોગનો ઉપદ્રવ થાય મરી, પીપર, કરીયાતુ, સુઠ, કાળીજીરી વગેરે તેજાનાના ભાવમા તેજી થાય. શ્રાવણ વદી ૦)) નુ સુર્યગ્રહણ છે તેથી રૂ, ચાદી, ઉન, મોતીના વેપારમા મદીનો વેપાર કરી લેતો દિવસ ૧૦૦ પછી સારો લાભ મળે. ચાદીમા પ્રથમ મદી થઇ પછી તેજી થાય અને રૂમા પણ મદી થાય.

**શ્રાવણ શુદી ૨, તા** ૨૪-૭-૧૪-દિવસ ૧૫ મા રૂમા ૧૦-૧૨ ટકાની, ચાદીમા ટકા ૨ થી ૩ અને ગોળ, ખાડમા ટકા ૦॥ થી ૧ ની તેજી થશે. અફીણમા ૧ માસમા ટકા ૧૦૦ ની તેજી થાય.

**શ્રાવણ શુદી ૫, તા. ૨૭-૭-૧૪**—અફીણમા તેજી થાય.

**શ્રાવણ શુદી ૬, તા. ૨૮-૭-૧૪**—ગોળ, ઘઉ વગેરે રાતી ચીજોમા તેજી થાય

**શ્રાવણ સુદી ૭, તા. ૨૯-૭-૧૪**—ત્રણ અઠવાડિયામાં ઘોડા નો વેપાર કરનાર વેપારીઓને લાભ મળે.

**શ્રાવણ સુદી ૧૧, તા.** ૨-૮-૧૪—દિવસ ૧૫ માં અફીણ-માં બહુજ તેજી થાય દિવસ ૩૦ માં ચાદીમાં તેજી અને રૂમા ઘટ-વધ થાય, ઘાસ અને ચોખા વગેરે અનાજમા તેજી થાય.

**શ્રાવણ સુદી ૧૨, તા. ૩-૮-૧૪**—દોઢ માસમા રૂમા બહુજ ઘટ-વધ થશે અને પહેલા મંદી થઇ તેજી થશે ત્યારે ચાદી અને અફીણમા થોડી ઘટ-વધ થશે.

**શ્રાવણ સુદી ૧૫, તા. ૫ ૮-૧૪**—રૂ તથા ઘીના ભાવમા વધ-ઘટ થાય.

**શ્રાવણ વદી ૧, તા ૬-૮-૧૪**—દિવસ ૩૦ મા રૂમા ટકા ૧૦ ની મદી, ચાદીમા મદી થઇ પછી તેજી અને અનાજ વગેરે મા મંદી થાય

**શ્રાવણ વદી ૫, તા. ૧૧-૮-૧૪**—એ માસમાં ચાદી, તાબુ, સોનુ વગેરે ધાતુમા મદી થઇ પછી તેજી થાય

**શ્રાવણ વદી ૭, તા. ૧૩-૮-૧૪**—દિવસ ૨ મા રૂમા મદી થાય.

**શ્રાવણ વદી ૧૦, તા. ૧૬-૮-૧૪**— દિવસ ૩૦ મા ચાદી, સરસવ, અલસી, એરડા અને અનાજ મા તેજી થાય, અફીણમા મંદી થાય અને રૂમા બહુજ વધ-ઘટ થાય. દિવસ ૫ મા રૂમા મદી થઇ પછી તેજી થાય.

. **શ્રાવણ વદી ૧૩, તા. ૧૯-૮-૧૪**—દિવસ ૨૧ માં ઘી તથા ગોળના ભાવમા તેજી થાય.

**શ્રાવણ વદી ૦)), તા. ૨૧-૮-૧૪**—સૂર્ય ગ્રહણ આજે હોવાથી કરીયાણાના ભાવમા તેજી થાય, વેપારીઓને બાર માસમાં લાભ સારો મળે દિવસ ૧૫ મા ચાદી તથા અફીણમા તેજી થાય. કોઇ દેશમા દુષ્કાળ પડવાના પડઘા પડે તેથી ભય ઉપજે, અનાજનો પાક થોડો ઉતરે.

---

## ભાદરવા માસનું ફળ.

**સારાંશ**—જન સુખકારી સારી રહે, પીતના જોરથી તાવની વૃદ્ધી થાય. અનાજનો ભાવ સામાન્ય રિતે તેજ રહે. વરસાદની તાણને લીધે વાવેતર સુકાય જેથી ખેડુતોમા ચીતા ફેલાય. માસના

છેલ્લા અઠવાડિયામા વરસાદ પડે. અનાજના ભાવમા તેજી થાય. આ માસમા મીલોના શેરોના ભાવમા બહુજ ઘટ-વધ થશે. જેના ભાવો વધ્યા હશે તે ઘટી જશે અને ઘટયા હશે તેના ભાવ વધી જશે. એકંદરે શેર બજારમા મોટી ઉથલ પાથલ થશે.

**ભાદરવા સુદી ૧, તા. ૨૨-૮-૧૪**—એક માસમા ઘોળી વસ્તુઓમા તેજી થાય, અફીણુમા ટકા ૫૦ થી ૧૦૦ ની તેજી થાય અને રૂ તથા અનાજના ભાવમા પણુ તેજી થાય

**ભાદરવા સુદી ૨, તા. ૨૩-૮-૧૪**—દિવસ ૧૦ મા અનાજ વીગેરેના ભાવમા મદી થાય અને અફીણુમા જરા મદી થઇ તેજી થાય.

**ભાદરવા સુદી ૫, તા. ૨૬-૮-૧૪**—દિવસ ૭ મા રૂ તથા ચાંદીના ભાવમા તેજી થાય.

**ભાદરવા સુદી ૧૦, તા. ૩૦-૮-૧૪**--અનાજના ભાવમાં મદી થાય એક માસમા અફીણુ, ચાદો અને રૂમા ઘટ-વધ થાય. પરિણુામે મંદી થાય. રૂમા ટકા ૧૦ થી ૧૫, અફીણુમાં ટકા ૨૦૦ થી ૩૦૦ અને ચાદીમા ટકા ૨ થી ૩ નો ફેરફાર થાય

**ભાદરવા સુદી ૧૩, તા. ૩-૯-૧૪**--ચાર અઠવાડિયામાં અલસી તથા ઘઉના ભાવમાં મંદી થાય અને રૂના બજારમા વિશેષ ઘટ-વધ થાય.

**ભાદરવા સુદી ૧૫, તા. ૪-૯-૧૪**—આજે ચદ્રગ્રહણુ છે તેથી રૂ, ચાદી, કાપડના બજારમા એક માસ અગાઉથી ઘટ-વધની અસર થશે અને તે કાતો બજાર ઘટે તો બહુજ ઘટી જાય અને તેજી થાયતો બહુજ તેજી થાય. આજની રાત્રે જો આકાશ વાદળાથી

છવાય તો અનાજ વેચવાથી અને વાદળ ચોખ્ખુ હોયતો અનાજ ખરીદવાથી તેનો લાભ એજ માસમાં સારો મળે મીલોના શેરોના ભાવમા તેજી થાય અને નોટ બજારમા પણ ઘટ-વધ થાય.

**ભાદરવા વદી ૧, તા. ૫-૯-૧૪**--દિવસ ૧૫ મા રૂમા ટકા ૧૦-૧૨ ની વધ-ઘટ થશે એટલે કે બજાર વધીને ઘટશે રૂ, ના પાકને નુકશાન થશે.

**ભાદરવા વદી ૨, તા. ૬-૯-૧૪**--દિવસ ૨૦ મા અફીણમા ટકા ૩૦૦, ચાંદીમા ટકા ૨ થી ૩ અને રૂ મા ટકા ૧૫ થી-૨૦ ની મંદી થાય અને ઘઉં, જવ તથા અલસીમા ટકા ૦॥ થી ૦॥। સુધીની તેજી થાય આ અરસામા ઘઉં અને ખાંડનો સંગ્રહ કરી રાખવાથી આવતા ચૈત્ર-વૈશાક માસમા સારો લાભ મળે

**ભાદરવા વદી ૪, તા૦ ૮-૯-૧૪**—ત્રણ અઠવાડિયામા ગોળ, ખાંડ, ઘઉં અને ચોખાના ભાવમા તેજી થાય.

**ભાદરવા વદી ૬, તા. ૧૦-૯-૧૪**—રૂમા બે દિવસ મંદી દેખાય.

**ભાદરવા વદી ૭, તા. ૧૨-૯-૧૪**—દિવસ ૮ મા ઘી માં મંદી થાય, અફીણમા ઘટા-વધી થાય અને દિવસ ૪ મા અનાજમા તેજી થાય

**ભાદરવા વદી ૮, તા. ૧૩-૯-૧૪**—બે અઠવાડિયામા રૂમા મંદી થાય

**ભાદરવા વદી ૧૨, તા. ૧૭-૯-૧૪**—દિવસ ૩ માં રૂમા ૫ થી ૭ ની તેજી થાયઅને અફીણમા ટકા ૧૫૦ થી ૨૦૦ ની તેજી થાય.

**ભાદરવા વદી ૧૪, તા. ૧૮–૯–૧૪**—૩, સુતર, કાપડ, ઉન, રેશમ, મોતી વગેરેમાં દોઢ માસમા તેજી થાય. ચાદીમા ટકા ૨ થી ૪ ની મંદી થાય અને દિવસ ૭ મા અનાજમા એકદમ મદી થાય, અને અફીણ, રૂમા તેજી થાય

**ભાદરવા વદી ૦)), તા. ૧૯–૯–૧૪**— અનાજમા તેજી અને રૂના ભાવમા ટકા ૫ થી ૧૦ ની તેજી થાય.



## આસો માસનું ફળ.

**સારાંશ**—અનાજના ભાવ મોઘા થાય, ગુજરાતમા આગતર અનાજ સારૂ પાકે અને પાછતર અનાજ સાધારણ પાક જન સુખાકારી સાધારણ રહે, વેપાર-રોજગાર સારા ચાલે ઘી, અલશી, સરસવ, ગોળ, ખાડ, મગ, અડદ, ચણા વગેરે કઠોળના ભાવમા તેજી થાય. રૂ અને ચાદીમા મદી થાય ત્યારે શેરના ભાવમા તેજી થાય.

**આસો સુદી ૨, તા. ૨૧–૯–૧૪**— દિવસ ૩૦ મા રૂ અને અફીણમા તેજી થાય, અનાજ સગ્રહ કરવાથી ભવિષ્યમા વેપારીઓને લાભ મળે

**આસો સુદી ૩, તા. ૨૨–૯–૧૪**—ચોખા, અનાજ, ગોળ, ખાડ, ઘી, કપાસ, તલ, તેલ, એરડા, સરસવમા તેજી થાય દિવસ ૧૫ પછી રૂમા ટકા ૧૦ થી ૧૫ ટકાની મદી થાય

**આસો સુદી ૫, તા. ૨૪–૯ ૧૪**—ચાર અઠવાડિયામા ગોળ, ખાડના બજારમા તેજી થાય.

**આસો સુદી ૭, તા. ૨૬-૯-૧૪**—મગ, અડદ, ચણા વગેરે કઠોળ અને ચોખાના ભાવમા બે અઠવાડિયામા તેજી થાય.

**આસો સુદી ૯, તા. ૨૮-૯-૧૪**—રૂમા દિવસ ૧૫ માં ઘટ વધ થાય

**આસો સુદી ૧૧, તા. ૩૦-૯-૧૪**—દિવસ ૩૦ મા રૂ, અફીણ, ચાંદી અને શેરના ભાવમા તેજી થઇ પછી મદી રહે.

**આસો સુદી ૧૫, તા. ૪-૧૦-૧૪**—દિવસ ૧૦ માં રૂમા ઘટા-વધી થાય, સરસવમા સ્હેજ તેજી થાય અને અલસીમા કીચીત મદી થાય.

**આસો વદી ૩, તા. ૭-૧૦-૧૪**—રૂ અને ચાદીમા એક અઠ-વાડિયામા મંદી થાય

**આસો વદી ૯, તા. ૧૩-૧૦-૧૪**—કાપડ, અનાજમા તેજી, રૂમાં તેજી થઇ મદી થાય અને શેર બજારમા તેજી થાય.

**આસો વદી ૧૧, તા. ૧૫-૧૦-૧૪**—એક અઠવાડિયામાં ચાદીમાં મદી થાય, રૂમા તેજી થાય, અફીણમા બે માસમા તેજી થાય.

**આસો વદી ૧૩, તા. ૧૭-૧૦-૧૪**—રૂમા એક માસમા ઘટ-વધ થાય અને અલસી તથા ઘીના બજારમા તેજી થાય. રૂમા દિવસ ૩ મા મંદી થઇને તેજી થાય. એક અઠવાડિયામા ઘઉં, જવ, ચણા વગેરે કઠોળના ભાવમા તેજી થાય અને રૂમા મંદી થાય

**આસો વદી ૧૪, તા. ૧૮-૧૦-૧૪**—ચાર અઠવાડિયામા રૂમા ટકા ૧૦ થી ૧૫ ની અને ચાદીમા ટકા ૨ થી ૩ ની મંદી થાય, રૂનો વેપાર મદીનો કરવાવાળા ૨૧ દિવસ પછી સારો લાભ મેળવે.

—⊷✦✦⊶—

## રોજે રોજની રૂ, ચાંદીની તેજી-મંદી જણાવનારૂં

# ચૈત્રી સંવત્ ૧૯૭૧ નું

# વર્દ્ધમાન પંચાંગ.

રૂ, ચાંદીનો વેપાર આ જમાનામા લોકો સેકડે ૭૫ ટકા કરે છે એટલુજ નહિ પણ માસિક રૂા ૮–૧૦ કમાનારો નોકર અને સ્ત્રી-ધનના વ્યાજમાંથી ગુજર પોષણ કરનારી વિધવાઓ સુદ્ધાત એ વેપાર કરેછે અમારા તરફથી પ્રતિ વર્ષે ભવિષ્યફળ છેલ્લા ૬ વરસથી પ્રકટ થાયછે જેમા વર્તાવેલી વિગતો વેપારીઓને સો એ સો ટકા સત્ય જણાયાથી અમોને રૂ, ચાંદીની રોજેરોજની તેજી મંદી કાઢી આપવાનો આગ્રહ થતો રહ્યો તેથી ગયા વરસમા અમે જૂજ વેપારીઓને હસ્ત લીખીત રૂ, ચાંદીના સબંધમા તેજી મંદી કાઢી આપેલ જેમા તેઓ સારૂ કમાયા છે ગયા વરસમા અમોએ માસીક ફી રૂા ૫) ગણેલી હતી છતા અમારે ત્યા અનેક વેપારીઓ તેટલી ફી ખરચી રોજે રોજની તેજી–મંદી કઢાવી જતા હતા કેટલાક વેપારીઓ તો તેથી ડબલ ફી પણ આપવા ઇચ્છતા હતા અને અમારે જો કમાણીજ કરવાનો ફક્ત હેતુ હતે તો અમે તે સલાહ માન્ય રાખી હત પરંતુ અમારો મુખ્ય ઉદ્દેશ સામાન્ય અને શ્રીમંત બન્ને વર્ગમા તેનો લાભ લેવાય તે હેતુથી તેને પુસ્તક રૂપે છપાવી પ્રકટ કરવા નિશ્ચય કર્યો અને તેને રાત અને દિવસની જાહેમત ઉઠાવી અમે

તે વેપારી લોકોના લાભાર્થે બાર માસ માટે છપાવી તૈયાર કીધો છે.

જૈનોના ભંડારોમા તાડ પત્ર ઉપર લખેલી અસંખ્ય પ્રતો અગાઉ વર્ષો પર થઇ ગયેલા આચાર્યોએ પ્રજા કલ્યાણ અર્થે રચેલા પડયા છે એ દરેક જાણે છે. જૈનોના મુખ્ય ગણાતા ૪૫ આગમોમા જ્યોતીષની ઘણી પ્રતો છે પરંતુ જ્યોતિષ વિષયનો અભ્યાસ જૈનોના હાલના મુનિઓ ખાસ ઉપયોગ પુરતો કરે છે તેથી જૈનોના આગમોમાથી જ્યોતિષ વિષય પર જરા પણ પ્રકાશ પડયોજ નથી અમોએ આ તરફ થોડુ ઘણુ લક્ષ દોડાવ્યુ હોવાથી અમે તેમાથી વેપાર ઉપયોગી થોડું ઘણુ શોધી કાઢયુ છે જે વેપારી આલમ સમક્ષ છપાવી રજુ કીધુ છે. અમારી ખાત્રી છે કે દરેક વેપારી અમારા આ વર્દ્ધમાન પંચાગ ને પોતાને પાસે રાખી વેપાર ખેડશે તો તેઓ નુકશાનીના ફંદામા કદી ફસાશે નહિ એવી ચોક્સ ખાત્રી રાખવી.

**કીંમત ફક્ત રૂા. ૨-૮-૦, પોષ્ટેજ જુદું.**

**નીચલે ઠેકાણેજ મળે છે.**

# વર્દ્ધમાન ઍન્ડ સન્સ

**ભીંડી બજાર, વોરાનો માલો.**

**મુંબઈ, નં.—૯.**

**જૂજ કોપીઓ છપાવેલી છે તેથી પાછળથી મળવા વકી નથી માટે તુરતમાં આ સાથેનું ફોર્મ ભરી મોકલી વર્દ્ધમાન પંચાંગ મંગાવી લેશો.**

રોજે રોજની રૂ, ચાંદીની તેજી-મંદી જણાવનારૂં
ચૈત્રી સંવત્ ૧૯૭૧ નું

# વર્દ્ધમાન પંચાંગ

કીંમત રૂા. ૨-૮-૦ પોષ્ટેજ જુદું.

આપને જોઇતું હોય તો આ નીચેનુ ફોર્મ ભરી અમને પહોંચાડવાથી તુરત મોકલવામાં આવશે.

મુા ______ તા. ૧૯૧

મેસર્સ વર્દ્ધમાન એન્ડ સન્સ.

ભીંડી બજાર, વોરાનો માળો, મુંબઇ નં. ૯.

સાહેબ, આપના તરફથી ચેત્રી સવત્ ૧૯૭૧ ની સાલના પ્રકટ થયેલા વર્દ્ધમાન પંચાગની ___ પ્રત અમોને જોઈએ છીએ તો તે અમોને નીચે લખ્યા શીરનામે તુરત વી. પી. કરી આપ તેની કીંમત મંગાવી લેશો. (દર પ્રતના રૂા. ૨-૮-૦ તથા પોસ્ટ જુદુ છે જાણીએ છીએ

લી. ______

શીરનામુ,

નામ ______

ઠે. ______

મુા ______ પોસ્ટ ______

## આવતાં ચૈત્રી સંવત્ ૧૯૭૨ ની સાલનું

# ભવિષ્ય ફળ

આપને જોઈતું હોય તો આ નીચેનું ફૉર્મ ભરી સાથે અઢી આનાની ટીકીટ બીડવાથી આપનું નામ રજીસ્ટર કરવામાં આવશે અને તે છપાઈ બહાર પડતાં તુરતજ આપને રવાનાં કરવામાં આવશે.

........................................................

| દર કોપીની પોષ્ટેજ સાથે અઢી આનાની ટીકટો અહિયા ચોઢવી |
| --- |

મુ. તા. ૧૯૧ .

**મેસર્સ વર્દ્ધમાન એન્ડ સન્સ.**

ભીંડી બજાર, વોરાના માલા, મુંબઈ નં. ૯.

સાહેબ, આપના તરફથી આવતા ચૈત્રી સવત્ ૧૯૭૨ નું ભવિષ્યફળ પ્રકટ થનાર છે તેની પ્રત અમોને નીચેના શીરનામે તે છપાઈ બહાર પડેથી મોકલી આપશો. અમોએ આ સાથે તેની કીમત આના તથા પોષ્ટેજના આના ની ટીકટો મોકલી છે તે પહોચેથી અમારૂ નામ આપના રજીસ્ટર્ડમા નોધશો.

લી

નામ

મુ પોષ્ટ

**કારતક શુદી ૧, તા. ૨૦-૧૦-૧૪**—ત્રણ અડવાડયામા રૂમા ટકા ૧૦ થી ૧૫ ની ઘટ-વધ થાય, ચાદીમા પ્રથમ ટકા ૨ થી ૪ ની મદી થઇ પછી તેજી થાય અને અફીણમા ટકા ૨૦૦ થી ૩૦૦ ની તેજી થાય. દિવસ ૧૫ મા અનાજ, તલ અને તેલના ભાવમા તેજી થાય.

**કારતક શુદી ૫, તા. ૨૩-૧૦-૧૪**—અહીયા બુધનો અસ્ત થાયછે તેથી રૂ, ચાદીના બજારમા બહુજ ફેરફાર થશે, રૂમા અવસ્ય તેજી થશે

**કારતક શુદી ૧૩, તા. ૩૧-૧૦-૧૪**—શુક્ર વક્રી થાય છે અને તેથી તેની અસર રૂમા મદી થશે. મદીમા વેપાર કરનારા સારૂ કમાશે. ઘઉ, ચણા, અલસી, જવ વગેરે અનાજમા ખુબ મદી થશે તેથી મદીમા માલ ખરીદી લેનાર વેપારી અવશ્ય કમાશે. માસ દેઢમા રૂ તથા અફીણમા તેજી અને ચાદીમા ઘટ-વધ થઇ તેજી થશે. બે અડવાડિયામા રૂ, ચાદીમા તેજી થવાનો યોગ બન્યો છે પરતુ જો તેજી થવા લાગે તો તેજી ખૂબ થાય અને મદી થવા જાય તો મદી ખૂબ થાય તોપણ રૂમા ૧૫ થી ૨૦ અને ચાદીમા ૨ થી ૩ ટકાનો જરૂર ફેરફાર થશે એ ની સસય છે.

**કારતક વદી ૩, તા ૬-૧૧-૧૪**—બે અઠવાડીયામા રૂ ની ખરીદી સારી નીકળે અને ચણાના ભાવમા તેજી થાય.

**કારતક વદી ૭, તા ૧૦-૧૧-૧૪**—ઘી, તેલ, ઘઉમાં તેજી થાય, મોતી, હીરા વગેરે રત્નોમા મદી થાય, અગ્નિનો ભય ઉત્પન્ન થાય અને પશુઓમા પીડા થાય

**કારતક વદી ૧૦, તા. ૧૩-૧૧-૧૪**—એક માસમાં, અ-લસી, સરસવ, એરંડા, તલ, તેલ, ગોળ, ખાંડ વગેરે રસમાં તથા હીરા, મોતી વગેરે રત્નોમા અતિ મદી થાય.

**કારતક વદી ૧૩, તા ૧૫-૧૧-૧૪**—દિવસ ૧૦ માં સ-ફેદ પદાર્થોમા તેજી થાય અને એક માસમા લાલ ચીજોમા મદી થાય.



## માગસર માસનું ફળ.

**સારાંશ**—લોક સુખાકારી સારી રહે, પ્રજા પ્રેમ રાજા પ્રત્યે સારો રહે અને રાજા પ્રજામા આનદોત્સવ થઇ રહે. રૂ, ચાંદીના બજારમા ઉથલ-પાથલ થાય, મોતી, હીરા વગેરે રત્નોમા મદી થાય તેથી વેપારીઓમા ચીંતા ફેલાય, કોઇ રોગની ઉત્પત્તિ થાય.

**માગશાર શુદી ૨, તા. ૧૯-૧૧-૧૪**—ગોળ, ખાડ, સાકર અને અફીણુ વગેરે રસવાળા પદાર્થોમાં મદી થાય

**માગશાર શુદી ૪, તા ૨૧-૧૧-૧૪**—એ અઠવાડિયામાં રૂ, સુતર, સફેદ કાપડ, મોતી, હીરા, વગેરેના વ્યાપારમા ચિન્તા ઉદ્ભવે પરતુ પાછળથી તેમા અવશ્ય લાભ થાય શુક્રનો અસ્ત થાયછે તેથી ઘોડા, ઉટના વેપારમા મદી થાય

**માગશાર શુદી ૮, તા. ૨૫-૧૧-૧૪**—એક અઠવાડિયામાં રૂમા ૫ થી ૭ ટકાનો ફેરફાર થશે પરંતુ મદી જણાય તો મંદી થાય અને તેજી જણાય તો તેજી થાય.

**માગશાર શુદી ૧૪, તા. ૨-૧૨-૧૪**—દિવસ ૧૦

માં રૂના સામાન્ય ભાવ પડી રહે અને અફીણુ તથા ચાંદીના બજારમાં સહેજ તેજી થાય.

**માગશર વદી ૧, તા. ૩-૧૨-૧૪**—એક માસમાં રૂમા ટકા ૨૫ થી ૩૦ નો ફેરફાર થશે અને ઘણુ કરી મંદી થવાના દરેક સંજોગો છે. ચાંદી તથા અફીણુમાં સહેજ તેજી થાય. રૂના બજારમાં તેજી ચાલે તો તેજી સમજવી અને મંદી ચાલે તો મંદી સમજવી પરતુ મંદી થવાના અમને સંજોગો માલુમ પડે છે

**માગશર વદી ૭, તા. ૯-૧૨-૧૪**—દિવસ ૧૦ મા સરસવ, તલ, મગ, મઠ, સુખડ વગેરેમા તેજી થાય.

**માગશર વદી ૧૦, તા ૧૨-૧૨-૧૪**—પાચ અઠવાડીયામાં રૂમાં મંદી થઇ પછી તેજી થાય, અફીણુ તથા ચાદીમા વધ-ઘટ થશે એટલે પ્રથમ તેજી થઇ પછી મંદી થશે. દોઢ માસમા રૂમા વીશેષ ઘટ, વધ થાય અને લાકડા, ઘાસ, ઘી, કપાસ વગેરે ચીજોમા પ્રથમ મંદી થઇ પછી તેજી થાય.

**માગશર વદી ૧૩, તા. ૧૫-૧૨-૧૪**—દિવસ ૫ મા રૂ, અફીણુ, તથા ચાદીમા મંદિ થાય અને અનાજ, ઘી, ગોળ વગેરે ચીજોનો સંગ્રહ કરવાથી આગળ સારો લાભ મળે. એક માસમાં રૂ, સુતર, કાપડ, તલ, તેલ, ઘી, ગોળના ભાવમા તેજી થાય અને બે માસમાં મગ, મઠ, સરસરવમાં તેજી થાય તથા મારવાડ દેશમા ઉપદ્રવ થાય.

**માગશર વદી ૦)), તા. ૧૭-૧૨-૧૪**—એક અઠવાડિયામા અનાજની ગ્રાહકી સારી નીકળે તથા રૂમા ટકા ૧૦ થી ૧૨ ની તેજીથાય.

# પોષ માસનું ફળ.

**સારાંશ**—લોક સુખાકારી સારી રહે, પ્રજામા આનંદ આનંદ વર્તી રહે. કરીયાણામા મંદી થાય, ચાંદીમા તેજી થાય અને રૂમા મોટી ઉથલ-પાથલ થાય.

**પોષ સુદી ૪, તા. ૨૦-૧૨-૧૪**—નિયમ ૧૫ મા રૂમા તેજી થાય, ચાદીમા મંદી થાય. આજરોજે આકાશમા વાદળ થાય અને ગાજ-વીજ થાયતો આવતુ વર્ષ સારૂં નીવડવાની સંપૂર્ણ આશા રહે અને આકાશ જો નીર્મળુ દેખાયતો આગામી વરસ સારૂ નીવડે નહિ.

**પોષ શુદી ૫, તા. ૨૧-૧૨-૧૪**—એક અઠવાડિયા પછી સઘળા કરીયાણાના બજારમા મંદી થાય

**પોષ શુદી ૧૧, તા ૨૮-૧૨-૧૪**—તમાકુ, ચપડાલાખના ભાવમા તેજી થાય. અહિયા એક એવો યોગ બન્યો છે કે ચાદીમા તેજી થાય, અફીણમા ઘટ-વધ થાય અને રૂમા ટકા ૨૦ થી ૩૦ ની ઉથલ-પાથલ થાય અને આ ફળ કુંભનો ગુરૂ રહેશે ત્યા સુધી ભોગવાશે

**પોષ શુદી ૧૪, તા ૩૧-૧૨-૧૪**—ત્રણ અઠવાડિયામા ચોખા, તલ, અડદ, ઘી, દુધના ભાવમાં તેજી થાય અને માવઠુ થાય.

**પોષ વદી ૧૩, તા. ૧૩-૧-૧૫**—બે અઠવાડિયામા રૂ મા ૧૦ થી ૧૫ ટકાની તેજી થશે અનાજ તથા ઘીના ભાવ સાધારણ પડી રહે.

## મહા માસનું ફળ.

**સારાંશ**—લોક સુખાકારી સામાન્ય રહે, ઠંડી સખ્ત પડે, લોકમા તાવનો ઉપદ્રવ દેખાય, અલસી બજારમાં તેજી થાય, અનાજમા તેજી થાય અને રૂ, અફીણ તથા ચાંદીમા મંદી થાય. ઘઉંના બજારમા તેજી થાય. આ માસમા નાણા ભીડ સખ્ત રહે તેથી વ્યાજના દર વધી જાય.

**મહા શુદી ૧, તા. ૧૬-૧-૧૫**—એક માસમા તેલ, ઘી, અને અફીણમા મંદી અને અનાજના બજારમાં તેજી થાય

**માહા શુદી ૬, તા ૨૧-૧-૧૫**—૭ અઠવાડિયામા રૂ, ચાંદી, અફીણ, ઘી અને તેલના બજારમા તેજી થાય તથા અનાજના બજારમા મંદી થાય.

**મહા શુદી ૮, તા. ૨૪-૧-૧૫**—દિવસ ૧૫ મા અલસીમા છથી દશ આનાની તેજી થાય

**મહા શુદી ૧૩, તા. ૨૯-૧-૧૫**—બે અઠવાડિયામાં હાથી, ઘોડા, ગાય, ભેસ અને ઉંટ વગેરે પશુઓમા વૃધ્ધી થાય અને કપુર, કસ્તુરી, સુખડ, વગેરે સુગંધી પદાર્થોમાં મંદી થાય.

**મહા શુદી ૧૫, તા. ૩૧-૧-૧૫**—દિવસ ૩૦ માં રૂ, ચાંદી અને અફીણમાં મંદી થાય અને અનાજના ભાવમા તેજી થાય. આવતુ વર્ષ કેવુ નીવડશે તે જાણવાને આજનો દિવસ પણ એક આગળી રૂપછે તેથી તે ખાસ જાણવા દરેકે પ્રયત્ન કરવો. આજે જો આકાશ ચોખ્ખું હોયતો વર્ષ સારૂ નીવડે અને વર્ષાદ તથા વાદળ થાયતો આવતા વર્ષમા વર્ષાદ ઓછો થાય

**મહા વદી ૫, તા. ૪-૨-૧૫**—દિવસ ૧૫ મા ઘઉંના બજારમાં તેજી થાય.

**મહા વદી ૬, તા. ૫-૨-૧૫**—ત્રણ અઠવાડિયામા બજારમાં સખ્ત નાણા ભીડ ચાલે અને વ્યાજના ભાવ એકદમ વધી જાય

**મહા વદી ૧૨, તા. ૧૦-૨-૧૫**—દિવસ ૧૦ મા ચાદીમાં તેજી થાય અને દિવસ ૫ માં રૂ મા પણ તેજી થાય ત્રણ અઠવાડિયમા ઘી, ગોળ, તેલ, અફીણમા તેજી થાય અને અનાજમાં મંદી થાય. દિવસ ૩ પછી અફીણમાં ટકા ૨૦૦ અને રૂમાં ટકા ૧૦ થી ૧૫ ની મદી થાય.

**મહા વદી ૧૩, તા ૧૧-૨-૧૫**—દિવસ ૩૦ માં જવાર, બાજરી, જવ, ઘઉં, ચણા, તેલ, ઘી, ગોળ, ખાડ અને રૂમા મદી થાય. અત્યારે ખરીદનારા બે માસ પછી અવશ્ય લાભ મેળવે. દરેક જાતના કઠોળ મોઘા વેચાય.

**મહા વદી ૦))**, **તા. ૧૩-૨-૧૫**—બે અઠવાડિયામાં રૂમાં ઘટ-વધ થાય, અને અલસીમાં મદી થાય.

——o——

## ફાગણ માસનું ફળ.

**સારાંશ**—જન સુખાકારી સારી રહે, અનાજ વિગેરેના ભાવમાં તેજી થાય, ઉનના બજારમા મદી થાય રૂનો પાક સારો ઉતરે તેથી વેપારીઓને ટોટો થાય રૂ, ચાંદી અને અફીણના બજારમાં વધ-ઘટ થાય. અગ્નિનો ભય ફેલાય.

**ફાગણ શુદ ૧, તા. ૧૪-૨-૧૫**—૩૦ દિવસમા ઉનના ભાવમાં મંદી થાય, અનાજના ભાવમા તેજી થાય રૂ નો પાક સારો ઉતરે.

**ફાગણ શુદી ૩, તા. ૧૬-૨-૧૫**—એ માસમા ગોળ, ખાંડ, રાઇ, હીગ દ્રાક્ષ, મોતી અને ચાદીના ભાવમા મદી થાય.

**ફાગણ શુદી ૭, તા. ૨૧-૨-૧૫**—દિવસ ૧૫ મા ચણા, ઘઉ, ચોખા, જવ, ગોળ અને ખાડના ભાવમા મદી થાય

**ફાગણ શુદી ૧૦ તા ૨૪-૨-૧૫**—એક અઠવાડિયામા રૂ મા ૫ થી ૭ ટકા સુધીની મદી થાય અને પછી તેજી થાય તમાકુના ભાવમા મદી થાય

**ફાગણ શુદી ૧૨, તા ૨૬-૨-૧૫**—એ અઠવાડીયામા સોપારી, શ્રીફળ, તજ, તમાલપત્ર, એલાયચી વગેરે તેજાનાના ભાવમા મદી થાય

**ફાગણ શુદી ૧૫, તા. ૨૮-૨-૧૫**—૭ અઠવાડિયામા રૂમા ટકા ૨૦ થી ૨૫ ની, ચાદીમા ટકા ૨ થી ૩ ની અને અફીણમા ૨૦૦ થી ૩૦૦ ની ઘટ-વધ થાય બુધનો ઉદય થાય છે તેથી દિવસ ૭ મા ચાદીમા મદી અને રૂમા તેજી થાય

**ફાગણ વદી ૧, તા ૧-૩-૧૫**—અગ્નિનો ત્રાસ બહુ ફેલાય અને દિવસ ૧૫ મા રૂના વેપારીઓના મનમા ચીન્તા થાય

**ફાગણ વદી ૩, તા ૩-૩-૧૫**—દિવસ ૬ મા રૂમા ઘટ, વધ થઇ મંદી થાય

**ફાગણ વદી ૬, તા. ૬-૩-૧૫** —દિવસ ૧૦ માં રૂ મા તેજી થાય અને બે અઠવાડિયામાં ઘી અને અનાજના ભાવમાં તેજી થાય.

**ફાગણ વદી ૭, તા ૭-૩-૧૫** —બે અઠવાડિયામાં રૂમા ઘટ-વધ થાય અને ઘઉંના બજારમા મંદી થઇ પછી તેજી થાય.

**ફાગણ વદી૧૦, તા ૯-૩-૧૫**-અનાજની આવક સારી થાય.

**ફાગણ વદી ૧૪, તા. ૧૪-૩-૧૫** —એક માસમાં ચાંદીમા ઘટ-વધ, રૂમા સામાન્ય અને અફીણમા તેજી થાય. સંક્રાન્તીના કારણો જોતા રૂમા ૧૦ થી ૨૦ ની અને ચાંદીમા ૨ થી ૪ ટકાની વધ-ઘટ થાય અમને તો મંદી થવા વકી છે પછી જો તેજી ચાલે તો તેજી સમજવુ અને મંદી થાય તો મંદી સમજવું પરતુ ફેરફાર તો જરૂર થશેજ. ખાંડ, ગોળ અને ઘીના બજારમા તેજી થશે

——o——

**આવતા વરસનું ભવિષ્યફળ જોઇતું હોયતો પોસ્ટેજ સાથે અઢી આનાની ટીકીટ બીડી મંગાવો-૩ કોપીથી ઓછી કોપી વી. પી. થતી નથી પોસ્ટેજ બીડ્યા સિવાય જવાબ આપવા રિવાજ નથી.**

——⋙✦⋘——

# આખા વર્ષનો ટુંકસાર.

સંવત્ ૧૯૭૧ ના આખા વર્ષના શુભ અશુભ ફળનો સારાંશ જયારે કાઢીએ છીએ અને વિચારીએ છીએ ત્યારે શુભ યોગ ઘણાં બનેલાં જણાય છે તેથી વર્ષાદ સારો થાય, રાજા પ્રજામાં આનંદ ફેલાય, ખેતીવાડી સારી થાય, પશુઓ સુખી થાય અને પ્રજામાં લગ્નાદિ ક્રીયાઓ અધિક થાય સંવત્સરના યોગ્ય તરફ જયારે વિચાર કરીએ છીએ ત્યારે તેમાં અશુભ યોગ ઘણા બનેલા નજરે પડે છે તેથી કોઇ સ્થળે વર્ષાદની તાણ રહે, ઉન્હાળુ પાકને નુકશાન થાય, ઘી, તેલ, ગોળની પેદાશ થોડી થાય, અગ્નિ, ચોર, તીડ અને અતિવૃષ્ટી અથવા અનાવૃષ્ટીનો ઉપદ્રવ થાય એકંદરે વરસ સામાન્ય રિતે ઉત્તમ ગણાય પરંતુ વરસ ખરાબ ગણાશે નહિ. વર્ષાદની શરૂઆત જયેષ્ઠ વદમાંથી થશે અને અષાઢ તથા શ્રાવણમાં વર્ષાદ સારો પડશે. ભાદરવા માસમાં કોઇ સ્થળે વર્ષાદની ખેંચ રહેશે, અનાજમાં પ્રથમ તેજી થઇ પછી મંદી થશે, અફીણમાં આખા વરસમાં ફેરફાર રહ્યાંજ કરશે પરંતુ એવો મોટો ફેરફાર થાય તેવા સંજોગો નથી કે જેમાંથી વેપારીઓ મોટો નફો મેળવી શકે ઉનના બજારમાં મંદી થશે, કારતક માસમાં સ્હેજ તેજી થઇ આખરે મંદી જ રહેશે. રેશમ અને શણ તથા જુટનાં બજારમાં પણ મંદી રહેશે.

સુતર બજારમાં ચાલુ વર્ષમાં ત્રણ રંગ થશે એટલે કે વર્ષની શરૂઆતમાં તેજી, મધ્યમા મંદી અને વરસના છેલ્લાં ભાગમાં પાછી તેજી થશે. મીલોના શેરોના બજારમાં મંદી થવાથી ગઇ સાલમા પ્રજાનો ઘાણ કાઢી નાખ્યો છે તેવું આ વરસમાં નથી. આ વરસમાં તો તેમાં બહુજ તેજી થશે અને હરવખત ઘટ-વધ થયા જ કરશે પરંતુ પરિણામે તેજી સમજવી. રૂ ના સંબંધમાં અમારૂં ભવિષ્યફળ બહુ સારી સેવા બજાવે છે અને જે વેપારીઓ છેલ્લા ૬ વરસથી જુએછે તેઓની ખાત્રી થઇ છે કે રૂ અને ચાંદીનાં સંબંધમા અક્ષરે અક્ષર સત્ય વાત મલતી આવે છે. આ નુતન વરસમાં પણ તત્સંબંધી વિચાર કરતા અમારી ખાત્રી થાયછે કે છેલ્લાં ૩-૪ વરસમાં રૂના વેપારમા ઉથલ-પાથલ થઇ નથી તેવી આ વરસમાં થશે એટલે કે ૫૦ થી ૭૫ ટકાની ઘટ-વધ થશે. જ્યારે બજાર તેજીનો ચાલશે ત્યારે લગભગ ૫૦ થી ૭૫ ટકા વધી જશે અને મંદીનો ચાલશે ત્યારે ૫૦ થી ૭૫ ટકા ઘટી જશે. વરસની શરૂઆતમાં ૨૦ થી ૪૦ ટકાની તેજી થશે અને પછી ગુરૂ કુંભ તથા મકરના થશે ત્યારે પાછી ૨૦ થી ૩૦ ટકાની ઘટ-વધ થશે અને પાછી ભાદરવામા સૂર્ય ગ્રહણ હોવાથી ૪૦ થી ૫૦ ટકાની મંદી થશે, પોષ માસમાં એકદમ રૂનો બજાર બહુજ નીચો જશે અને છેવટે વરસના છેલ્લા ભાગમાં ૨૦ થી ૩૦ ટકાની તેજી થશે પરંતુ એકંદરે આ વરસમાં મંદીની અસર વધારે થશે. ચાંદી

બજારના સબંધમાં વિચારતાં આ વરસમાં ૫ થી ૧૦ ટકાની ઘટ-વધ થશે પરતુ એકદરે મદીની અસર વધારે થશે એકદરે આઆ વર્ષમા રૂ, ચાંદી, અલશી, તલ, સરસવ વીગેરે વસ્તુઓના બજારમા ઘણીજ ઉથલ-પાથલ થશે. જો બજારમા તેજી ચાલી તો તેજી થશે અને મદી ચાલીતો મદી થશે એટલે ઘટ-વધ બહુજ થયાં કરશે માટે ચોકસ બજારની રૂખ તરફ તથા આજુ-બાજુના સજોગો તરફ લક્ષ આપ્યા સિવાય વેપાર ખેડવાથી વેપારીઓ અથડાઇ પડશે માટે તેઓને અમારી વખતસરની ચેતવણી છે કે તે માટે બહુજ સભાળ રાખવી. રૂ, ચાદીના વેપારના સબધમા ચાલુ વરસમા બહુજ ઉથલ-પાથલ થશે, તે માટે અમોએ રૂ, ચાદીની રોજે રોજની તેજી-મદી દર્શાવનારૂ "વર્દ્ધમાન પચાગ" બહાર પાડયુ છે જેની કીમત ફક્ત રૂા ૨-૮-૦ રાખેલ છે તે જરૂર પોતાના પાસે રાખવુ જે તમોને તમારા વેપારમા ધન કમાવાને મદદ રૂપ થશે એકદરે વરસ સામાન્ય રિતે ઉત્તમ ગણાશે પછી પરમ કૃપાળુ પરમાત્મા જે કરે તે ખરૂ, કારણકે ખરી વાતતો જ્ઞાનીજ જાણે છે. મનુષ્યો તે જાણવાને અશક્ત છે પરતુ જયોતિષ શાસ્ર એ જ્ઞાનિ પુરૂષોની પ્રસાદી છે તેના આધારે આ પુસ્તક બનાવવામા આવ્યુ છે, અને તેથી જેઓને જયોતિષ શાસ્ત્રમા શ્રદ્ધા છે તેઓ તેના આધારે લખવામા આવેલા ફળ ઉપર શ્રદ્ધા રાખે છે અને સત્ય હકીકત માની વર્તે છે તોપણ અમોએ વર્ણવેલી હકીકત સઘળી સત્ય

જ છે અને તેમજ બનવુ જોઈએ એવા ફાંકાથી આ અહનો લેખક હમેશાં મોકળો છે. કારણકે પરમાત્મા પળમાં ચાહે તે કરવાને શકિત માન છે તેથી સત્યને અસત્ય અને અસત્યને સત્ય બનાવવાને તે મહાન પીના શકિતમાન છે તો પણ અમો એટલું તો ઇચ્છીએ છીએ કે સર્વત્ર શાન્તિ પ્રસરો, રાજા-પ્રજામાં ભાતૃભાવ વધો અને વેપાર-રોજગારમાં વૃદ્ધી થાઓ-આમિન ! આમિન !!.

ચારૂતરનું



રોગ માત્રની એકજ સાચી અને ખરેખરી અકસીર દવા.

તરેહવાર ઘડિયાળોનાં તથા રોકડા રૂ ૫) ના ઇનામની યોજના દરેકે જણે જોવા જાણવા જેવી છે. કેટલોગ મફત મંગાવો.

અમૃતબિંદુ ઑફીસ—નડિયાદ.

# સુપ્રસિધ્ધ તાંદુરની અસલ લાદીઓ.

આ લાદીઓ સસ્તા ભાવે કેમ મલી શકે છે તેવો અમારા કેટલાક માનવતા ગ્રાહકો તરફથી પ્રશ્ન થતા અમને જાહેર કરવાની ખાસ ફરજ પડે છે કે આ લાદીઓની અંદર હલકી જાતની જેવી કે નાવદગી તેમજ તાદુરની આસપાસની હલકા માલની ખાણોના માલનો ભેળ કરવામા આવે અથવા તો તે હલકો માલ તાદુરની લાદીઓના નામથી વેચવામા આવે તોજ તે ઓછા ભાવે મલી શકે અમારી કંપનીએ દશ વરસના પટે તાદુરની અસલ જુની અને સુપ્રસીદ્ધ ખાણો રાખેલી છે અને તેથી અસલ તાદુરની ખાસ જુની ખાણોની લાદીઓ વગર ભેલની અમો પરચુરણ તથા જથાબંધ પુરી પાડીએ છીએ આ અસલ ખાણોની સુપ્રસીદ્ધ લાદીઓ ઇનજીનીયરોએ પાસ કરેલી છે અને તે શરદીવાલા ભાગમાં બેસાડવાથી શરદી ઉપર આવતી નથી, તેમજ જેમ જેમ તે વપરાય છે તેમ તેમ વધુ ને વધુ સફાઇદાર થતી જાય છે જયારે બીજી કેટલીક લાદીઓમાથી પોપડી અને કાકરી ઉખડે છે

**ધી તાંદુર એન્ડ શહાબાદ સ્ટોન કું૦**

**મુંબઇ નં૦ ૪.**

# બસો રૂપૈઆમાં અન્નદાન

# સાથે

# અમર નામ.

દાનવીર સજ્જનો અનાથોની પ્રાણ રક્ષા કરવા આપના ઉદાર હસ્તને આ આશ્રમ તરફ લંબાવવા કૃપા કરશો! અન્નદાનનું અન્નદાન અને સાથે અમર નામ! જે દયાળુ દાતા તરફથી એકી વખતે રૂ. બસો દાનમાં મળશે તે રકમ અનામત રાખી તેના વ્યાજમાંથી દર વર્ષે દાતાની મરજી પ્રમાણે ઠરાવેલા એક દીવસે આશ્રમના અનાથોને દાતાના સ્મરણમાં અન્નદાન આપવામાં આવશે, અને તે દાતાના નામની આરસની તખતી કરાવી ઓફીસમાં ચોઢી અમર નામ પણ કરવામાં આવશે. શું આવા દાનવીર દાતાઓ માત્ર ઉદ્પ નહિ મળે? જરૂર મળશે. દયા લાવી લખો—

મંત્રી—**હિંદુ અનાથાશ્રમ.**

નડિયાદ.